શ્રી

# રામલીલા

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુટે.

[illegible]—અમદાવાદ.

( અંદર ૯૭ નવાં ગાયન રાખ્યાં છે. )

અમદાવાદ શાહપુર નરી પોળમાં આવેલા
શ્રી 'પ્રજાહિતાર્થ મુદ્રાલય' માં
પટેલ. ડાહ્યાભાઈ દલપતરામે છાપી.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦

કીંમત ૪ આના.

# રામલીલાના ગાયનો

---

**સુત્રધાર**— ( જાગીને ગોપાળલાલ પંખી વન બોલે )—રાગ.

નમન નમન જગતપતિ, અસુરકુળ સંહારી;
અસુરકુળ સંહારી પ્રભુ, સુર સહાય્યકારી— નમન.
અર્ધ અંગ, લક્ષ્મી સંગ, વિરાજે છે વામ ઉછંગ;
શયન સાગરે ભુજંગ, શંખ ચક્ર ધારી— નમન.
દીવ્ય તિલક દીસે ભાલ, કંઠ શોભે ગુંજમાળ;
પદ્મનાભી સુવિશાળ, મોર મુકુટ ધારી— નમન.
શાન્તિકાર, વિશ્વાધાર, લક્ષ્મી કાન્ત, કીરતાર;
વન્દન વિભુ વારંવાર, અખંડ બ્રહ્મચારી— નમન.

**સુત્રધાર તથા નટી**—

(ચાલો સાહેલી ૨) ભુવનેશ્વરીનાં સૌ મળીને દર્શન કરીએ-રાગ.
આપો પ્રભુજી (૨) વિજય અમોને આ શુભ કૃતિમાં પ્રેમ ધરી,
પ્રેમ ધરીને, વિજય કરીને, દ્યો અમ જીવન સફળ કરી.
રામલીલા શાંતિ કરનારી, છે ભજવીએ જન હિતકારી,
રામ સમા રાજાઓ થાએ, સીતા સમ થાએ સૌ નારી.
એ અમ ઇચ્છા પૂર્ણ કરો, મન મોદ ભરો,
વિભુ હે ! અસુરારી. આપો.

( ખાઓ મીઠા આ મેવા તમે સહુ મીઠા આ મેવા. એ રાગ )

**શ્રવણ**—કરો માત પિતા સેવા, કરો સૌ માતપિતા સેવા.
છે ઉત્તમ તે મેવા, કરો સૌ માતપિતા સેવા.
આ દુનિયામાં અનહદ સુખને, લેવા જો ધારો.
માતપિતાની સેવા કરી શુભ, ચારિત્રઅવધારો.
થાશે પ્રસન્ન તેથી દેવા. કરો સૌ.

માતપિતા સેવા, કરો સૌ માતપિતા સેવા;
મીઠા મીઠા તે મેવા, કરો સૌ માતપિતા સેવા.

શ્રવણ— ગીતિ.

માતપિતાને કનડી, અન્ય પુન્યમાં પ્રવૃત્ત જે થાએ,
વિફળ પુન્ય તે ન્હાંખે રૌ રૌ નરક તણો નિવાસીથાઓ.

દશરથ— ગઝલ.

અરે નાદાન ! મૃગ મસ્તાન, બહુ ભટકાવ્યો સૌ રાન;
હવે નહિ હું તને છોડું, હવે હું વ્યર્થ નહિ દોડું !
બધાએ જીંદગીની દાઝ, અરે હું કાઢી નાખું આજ,
છોડું બાણો સુણી શબ્દો, કરૂં તારાં પૂરાં અબ્દો.

દશરથ— ગીતિ.

હીણું કૃત્ય મારાથી, થયું આ તાપસ જનનું સુણુંવાથી;
એક મૃત્યુ કરવાથી, ત્રણ જણાનું મરણ થયું જાણું.

દશરથ—(સ્વગત) ગીતિ.

દીન આ તાપસ કેરૂં, દુઃખ ભરેલું કથન સુણવાથી;
હૃદય દુઃખ ભેદાએ, ઉલ્કાપાતની ખબર કહું કયાંથી !

જ્ઞાનવતી— લલીત-છંદ.

અરર પુત્ર તું, કયાંયરે ગયો ?
કઠણ દીલનો, કેમ તું થયો ?
રઝળતા મુકે, માત તાતને;
દિલ જતાં દયા, નાશી શું તને ! ૧
કયમ ઉઠી મને, ભેટતો નથી !
મધુર વાણીથી, બોલતો નથી !
જીવન મારૂં, કેમરે રહે !
તુજવિના અરે, દીલ તો બળે.
અરર દીકરા, કયાં તને મળું;
તુજ વિના હવે, જીવવું બળ્યું.
વગર પાંખનાં, પક્ષિઓ અમે
જીવન ધારવું, કેમ રે હવે ?

વન વિષે જઈ, ખાદ્ય લાવતો;
જનની લે કહી, તુંજ આપતો.
પણ હવે ગયો, કોણ આપશે ?
ગરીબ માતને, કોણ પાળશે ? ૪

કઠણ છાતી આ, વજ્રની ખરે ?
અતિવ દુઃખથી, ફાટી ના મરે !

જીવન ધારવું, વ્યર્થ તો હવે;
અરર જીવડા, ઉડી જા હવે.

દશરથ— દોહરો.

સાધુ જનની સાધુતા, અખંડ રીતે વહે,
ચંદન કેરૂં કાષ્ટ જ્યમ, ઘસતાં સુગંધ દે.

प्रजाकल्याणकतृणां राज्ञा लोक हितार्थिनी !
परिणाता महादेवी पदे चिन्तैव सर्वदा ॥

સચીવ— ગીતિ.

પ્રજાનું હિત કરનારા, રાજજનોને આ અવની માંહી;
ચિન્તા રૂપ મહારાણી, સદા વરેલી રે' સંશય નાહી.

સચીવ— ગીતિ.

રાજ્ય અપૂર્ણ રીતેથી, સકળ અંગમાં વ્યવસ્થિત ચાલે;
ઉન્નતિ પંથ પ્રમાણે, પ્રજા અતિશે આનંદે મ્હાલે.

राजन्दुदुधूक्षसि यदि क्षितिधेनुमेतां
तेनाद्य वत्समिव लोकममुं पुषाण ।
तस्मिश्चसम्यगनिशं परिपोष्यमाणे
नानाफलैःफलति कल्पलेतवभूमिः ॥

દશરથ— ગીતી.

પ્રજા હિતની માંહી, રાજહિત તો વાસ કરી રહે છે;
માટે પ્રથમ પ્રજાનું હિત કરવું એ રાજ ધર્મ કહે છે.

વશીષ્ઠ— ગીતિ,

જે દેશે નૃપ ધરમી, રાજ્ય સિંહાસન ઉપર વિરાજે છે;
સુભાગ્ય તેહ પ્રજાનાં, સ્વર્ગથી પણ અધિક સૌખ્ય પામે છે.

વિશ્વામિત્ર— શાર્દુલ.

શુદ્ધાન્તઃકરણે પ્રસન્ન વદને, આનંદ શાંતિ ધરી,
આપું આશીષ સર્વ સૌખ્ય અહીંને, રહો મોદમાં વીચરી,
હોજો હિત સદા રઘુકુળ તણું, કલ્યાણ હોજો અખમ્
પાપો દુઃખ વિનાશ હે વિભુ કરી. कुर्यात् सदामंगलम् ॥

વિશ્વામિત્ર— ગીતિ.

મેં સુયજ્ઞ આરંભ્યો, દાનવ તેમાં વિઘ્ન બહુ કરતા;
માટે આપ મને તું, રામ અને લક્ષ્મણ રક્ષણ કરતા.

દશરથ— ધનાશ્રી.

આ શું માગ્યું આજ, રૂષિએ આ શું માગ્યું આજ ?
રામ અને લક્ષ્મણ બે બાળ લડે શું રાક્ષસ સાથ. રૂષિએ આશું
કેળવણી પુરી જે કીધી, નહિ અનુભવ સાજ. ઋષિએ.
કહોતો લશ્કર લઇને આવું, યજ્ઞ રક્ષાને કાજ. ઋષિએ.
રામ કુંવરને લક્ષ્મણ ભ્રાતા, આપું નહિ શિરતાજ. ઋષિએ.

વિશ્વામિત્ર— ધનાશ્રી પદ.

અવધ તણા મહારાજ, અરે ઓ, અવધ તણા મહારાજ,
બોલ્યું અબોલું કરવું ઘટે નહિ અવધ તણા મહારાજ. અરેઓ.
ક્ષત્રીય કેરૂં વચન ટળે તો, કુળને લાગે લાજ અરે ઓ૦
જરા વિચારી, જો તું દશરથ, મતિ અવળી થઇ આજ અરેઓ
નજ નેક, ચાલ્યો છેક, નહિ ટેક, ન વિવેક—
તને વચન કહું શું અનેક, અરે તુજ કેમ સુધરશે કાજ અરેઓ.

વશિષ્ટ— ધનાશ્રી પદ

શાનો કરોછો વિચાર, દશરથ ! શાને કરોછો વિચાર?
મોકલી આપો કુમાર, દશરથ ! શાનો કરોછો વિચાર?
રામ કુંવર નહિ મનુષ્ય સાધારણ, ઉપનેલ આ સંસાર—દશરથ.

રાક્ષસ કેરો સંહાર કરવા ભૂમિ કેરો ભાર ઉતરવા;
આ છે થયો અવતાર, દશરથ શાનો કરો છો વિચાર ?
શાનો કરો છો વિચાર, દશરથ ! શાનો કરોછો વિચાર ?
મોકલી આપો કુમાર, દશરથ ! શાનો કરોછો વિચાર !

**દશરથ**—(લાવો લાવો લાવો તમે શત્રુ શોધી લાવો—રાગ.)

જાઓ જાઓ જાઓ તમે સુખે પુત્ર જાઓ,
દુષ્ટનો સંહાર કરી સુરામાં સોહાઓ. જાઓ.
યજ્ઞની કરો રક્ષાય દંડી નાંખો અસુર રાય;
ત્રોડી ફોડી મારી તેને શુરામાં ગણાઓ. જાઓ.

**રામ અને લક્ષ્મણ**—

(આ છે અતિ બલિહારી, તારી આ છે અતિ બલિહારી—રાગ.)
કીધાં અમને આભારી, પિતાજી ! કીધાં અમને આભારી
યજ્ઞ કેરી રક્ષા કરવા, અસુરનો સંહાર કરવા,
દીધી છે આજ્ઞા અતિ શુભકારીરે, કીધાં પિતા અમને આભારી
પુણ્ય હાથે પૂરે પૂરાં, ઋષિ સેવા કેરી ધુરા.
શિર આવે અતિ સુખકારીરે. કીધાં પિતા અમને આભારી.

**દશરથ**— ગીતિ.

આપું નેત્રરૂપ પુત્રો, રક્ષણ તેમનું કૃપાસિંધુ કરજો.
યજ્ઞ પૂર્ણ થએથી, લાવી પાછા મમ સમીપ ધરજો.

**વિશ્વામિત્ર**— ગીતિ.

પુત્ર સંબંધી ચિંતા, રાય જરાએ ચિત વિષે ન કરો,
ધર્મ કાર્યમાં તેઓ નિશ્ચય જય મેળવશે મન ન ડરો,

**રામ**— દોહરો.

દુનિયામાં વખણાય છે, વિનયવાન નરનાર;
તેનાથી જે રહિત તે, ગણાય છેજ ગમાર.

**વિશ્વામિત્ર**— ગીતિ.

સ્ત્રીહત્યાનાં પાપો, નીચમાં પણ નીચ શાસ્ત્રોક્તિ કહે છે.
ચતુર્વર્ણ હિતાર્થે, ક્ષમ્ય ગણેલાં પોકારીને કહે છે.

તાડીકા— ગાયન.

ખાઉં ખાઉં ખાઉં બસ તેને જઇ ખાઉં;
અરણ્યમાં ટંકાર કીધો તેને જઈ ખાઉં
ખાઉં ખાઉં ખાઉં બસ તેને જઇ ખાઉં.
મુજને છંછેડનાર જનને જઈ ખાઉં.

તાડીકા— ગાયન.

હસ્તદ્વયને કાપી, આણે કીધું મારૂં અપમાન;
સહન કદી નવ થાયે, એક પલકમાં વાળી નાંખુ ઘાણ.
મારૂં, ફાડું, તોડું, એને નવ છોડું હું આ વાર;
જીવ આપું કે જીવ લઉં, કરી દીધો એનો મેં નિર્ધાર.

લક્ષમણ— ( ઘનઘોર ઘેરાયો ઘનભાઈ—રાગ. )

વન ફેરી ઘટા આ ક્યાંથી ?
પથરાયો તિમિર પટ શાથી ! ઘન૦
ગર્જન તર્જન ચો દિશ થાયે.
સમજાય ન તે મારાથી. ઘન૦

રામ— દાનવનાં યુથ મળ્યા છે,
તોફાન મચાવી રહ્યા છે.
યજ્ઞ ભંગ કરવા આવ્યા પશુ,
જીવતા ન જવા દેવા છે ! ઘન૦

મારીચ—વરસાવો વરસાદ, લોહીમાં માંસનો અહિં;
હિંમત કોઇ રીતથીજ, હારવી નહિ.

મારીચ સુબાહુ અને રાક્ષસો.—

ગાયન.

મારી મારી મારી, યજ્ઞ ભંગ કરો,
જંગ કરો સૌ જંગ કરો;
મારી મારી મારી, યજ્ઞ ભંગ કરો.
શરની જાળી પાથરી એણે, યજ્ઞ રક્ષા કાજ;
તોડી પાડી એને આપણુ, દાખવીએ બહુ દાઝ.
ધીર ધારી, માર મારી, બસ, મારી
મારી મારી મારી યજ્ઞ ભંગ કરો.

રાક્ષસો— ગાયન

નાસો, નાસો, નાસો, બસ નાસો નાસો નાસો, (૨)
આ બાજુ આવે છે નાસો બસ નાસો;
એ આવ્યું ! એ લાગ્યું, હાય. વાગ્યું ! બસ નાસો
ફેર એ તો કરશે, જીવથી આપણને હલાશે બસ;

સર્વ તાપસો— ગાયન–પદ ધન્યાશ્રી

પૂરો થયો છે યજ્ઞ હવે તો, પૂરો થયો છે યજ્ઞ. ટેક.
નિર્વિઘ્ને સૌ થયા કૃતારથી, તેથી ઋષિએ મગ્ન, હવે.
દુષ્ટ અસુરનાં વિઘ્ન સરવને રામલક્ષ્મણે કીધ ભગ્ન, હવે.
આનંદનો અવધિ નહિ અંતર, સફળ થયો શુભ યજ્ઞ, હવે તો.

સીતા— ગાયન.

( વીરા વેશ્યાના યારી એ રાગ )

પેલા બાગની માંહે, પુષ્પ ઉદ્યાને, પેલા ઉભા તે કોણ !
ચારૂ સ્વરૂપ, તેજનો કુંપ, દીસે અતિ ચૈતન્ય;
છે ગુણના નિધિ, રૂપ વારિધિ; શોભે ચંદ્ર સમાન. પેલા બાગ.
કાને સુકુંડળ, માથે સુમુકુટ, ગળે હીરાનો હાર;
વરશે તેને, ઉત્તમ નારી, જેહ હશે ભાગ્યવાન. પેલા બાગ.

સીતા— ગાયન.

મોહન તારી મુરત જોઇ, ચિતડું તલફી જાય
ચીતડું તલફી જાય, મારૂં મનડું અધીર થાય. મોહન.

સાખી.

ચંદ્ર ઉગે આકાશમાં, કુમુદ સ્થિતિ જેમ થાય
તેવી સ્થિતિ માહરી, અહુણાની કહેવાયે.

ગાયન.

નાંખી નજર, લીધું જીગર, મારી પ્રેમ કટારી
ઘાવ ઉંડો તેનો લાગ્યો, રૂઝયો ના રૂઝાય. મોહન.

ગાયન.

સાહેલી–ધીર ધારો, ધીર ધારો, બાઈ ! ધીર ધારો,
મનડું કાચું આજ કરી, અતિજ્ઞા વીચારો. ધીરધારો.

લગીર તો વિચાર કરો, ચિત્તમાંહી ધારો;
બાપનો હુકમ કાંઇ, જરીક તો વિચારો. ધીરધારો.
ધનુષ્યને ઉપાડનાર; આપને છે વરનાર
મન માંહી જાણી એને, ત્યજો આ વીકારો. ધીરધારો.

સીતા— ગાયન.

ચિતડું ચોરી, મન લોભાવી, હરી લીધો મમ પ્રાણ,
તેવીજ રીતે ધનુષ્ય ઉપાડી, પૂરૂં કરે આ કામ;
તો તો કેવું સારૂં, દિલથી ધારૂં, મન વીચારૂં, પ્યારી મારી બ્હેની
છે એ રસીલો, ગુણે પૂરો, દેવાંશી અવતાર;
કારજ કરશે. મુજને વરશે, મન આવે વાર વાર;
પડશે એ તો સાચું, નહિ ખોટું, પ્યારી મારી બ્હેન.

સાહેલી— થાવાનું તે જરૂર થાશે, કાલ સભાની માંહ્ય
વલોપાત શાને કરે, આજ બેનડી આંહ્ય,

સીતા— મન પંખીડું હાથમાં, જરીએ ન રેતું બેન;
નામ તેનું જાણ્યા વિના, નહિ પડે મન ચેન.

સાહેલી— ઉભી રહેજે આંહ તું, કરવા જઉ તપાસ;
નામ નિશાન પુછીને. આવીશ તારી પાસ.

સીતા— જાઇને બેની માહયરી, કરી આવ મુજ કામ;
જીવતાં જીવત નહિ ભૂલું, આભાર તુજ તમામ.

સહચરી—ક્યાંનાં રાજકુમારને, શું છે આપનું નામ;
સતી સીતાની આજ્ઞાથી, પુછું છુંજ તમામ

લક્ષ્મણ— અવધપતિ દશરથ તણા, આ છે રામ કુમાર
લઘુ ભ્રાતા હું તેમના, જાણી લો ઓ નાર.

સહચરી—સ્વયંવરે પધારીને, અવધરાજ કુમાર,
ધનુષ્ય પ્રત્યંચા તોડીને, વરજો ઉત્તમ નાર.

રામ— કરનારાના કામ તો, કરશે પ્રભુ તમામ;
મનુષ્ય મિથ્યા પોતે કહે, મારૂં છે તે કામ.

( પ્યારા ભાઇની જાન જોડાશે–રાગ )
વારી વારી જાઉં હું તો વારી,
તારા નામ પર જાઉં વારી,

કેવું રસીલું છે, કેવું રંગીલું એ,
ચારૂતાનો ભંડાર, હાંહાં ચારૂતાનો. વારી૦
રામ સીતાનું જોડલું, આ જકતમાં સંધાય,
કંચન મણીના યોગ સમ, અવશ્ય તે તો થાય;
દુનિયાને હઉં દાખલો, મારા પ્યારા પતિને હું પામી. વારી૦

સાહેલીયો— ગાયન.

ધન્ય ધન્ય શુભ ઘડી આવી લગનની;
આવી લગનની, છે છવાઈ મગનની,
નેકીની આણ છે સોહાઈ સુગણની. ધન્ય૦
મચી, મચી બડી, ધુમ, બડી ધુમ,
રચી રહી છે છુમ, છનનન નન છુમ;
મીઠી તાન સુણાઇ રહી છે સુમનની. ધન્ય.

ભાટ—( આખરે લંકેશ રાવણનું નામ પોકારી )
લંકાપતિ રાજ હવે, દિલેરી દાખવો,
સાહસનું કામ કરી, સરસાઇ સાચવો.

રાવણ— બેત.

અરે જનક શું જાણે નહિ મહિમા મારો,
કે ધનુષ્યથી કરવા માગે છે તપાસ મારો ?
નહિ માલુમ કે દમ ભરે છે દુનિયા મારી,
નહિ માલુમ કે વીરોમાં છે હાંક મારી;
અસુરો કરે છે સદા પૂજા મારી;
દેવતા જપે છે હમેશ માળા મારી.

જનક—ધનુષ્યને આટલામાંથી કોઇ આદમી ન ઉઠાવી શક્યું.
ઉઠાવી તો શું ? પરંતુ જરા હલાવી પણ ન શક્યું.

વિશ્વામિત્ર— ગાયન.

નાનો એક દીવો, આખા ઘરમાં પ્રકાશ કરે,
નાનકડી કટારીને કારી તો પીછાનીએ;
સૂક્ષ્મ શી ગોળી મોટા રોગનો વિનાશ કરે,
નાનકડો સિંહ કાળ હાથી તણો જાણીએ.
નાનાપર લઘુતાનો દોષ કદિ કરવો નહિ,

નાની શી છે વાત મારી દીલ માંહિ ધારીએ.
મોટા તાડ ઝાડને ન માનીએ ગુલાબ તણું.
તેજમાન નાનાને ન નાનો કહી કાઢીએ.

**માલતી**— (ઇંદ્રસભાની ગઝલ.)

ચોરનાર ચિત્ત તુજ બાગને વિષે,
ધનુષ્યને ઉપાડવા ઉભો થયો દિસે;
વીરતા બતાવી એ ધનુષ્ય ઉઠાવશે,
વિજયમાળ પહેરવા એ બાળ ફાવશે.

**માલતી**—સાચા સ્નેહનું ફળ અવસ્યમેવ મળે છે,
જો પ્રેમ સાચો હોય તો પ્યારો જરૂર મહે છે.
આપનો ગુસ્સો જો ઉતરે, મારૂં શિર લેવામાં;
ખુશીથી લો, કસર ન, કરશો તેમ કરવામાં.

**પરશુરામ**—

નાને મોંએ ઝાઝો આને બકબકાટ કીધો.
બસ જાન તેનો લેવાનો નિશ્ચય મેં કીધો.

**રામ**— આગનો ભભુકો બની આપ આવે
હોઉં છે, ક્રોધીત તે કયમ ન થાએ?
ગરમીથી ગરમી થાય પેદા છે નક્કી.
સૂર્યવંશી અવતાર આ છે છોકરો જક્કી.

**સાહેલીઓ**— (ચાલો ચાલોને સરવ સાહેલીઓ.
લાયો કુંવરને વ્હાલે વધાવો, વિવાહ આવ્યો ઢુકડો રાગ.)
આજે આનંદ સર્વના અંતરે, જોઈ રામ સીતા તણી જોડ,
આશીષ આપો સ્નેહથી.
આજે મંડપ ખીલી ઉઠ્યો બધો, રાજા જનકના પુરાયા કોડ. આશીષ.
સીતારામનું દંપતી નિશદિને, સુખ પામો રહે નહી ખોડ. આશીષ
ગાઓ ગીત રૂપાળાં રસે ભર્યાં, સર્વ સખીઓ ધરોશીર મોડ આશીષ

**સુમણ**—

**અરજ સાંભળો ને સરદાર, જગમાં ગાંડતી નથી ઘરનાર. એ ચાલ.**

જે નર પામે સારી નાર, તેનો સફળ ગણો સંસાર;
દુઃખનું તેને નામ નહિને, આનંદનો નહિ પાર,

દિલગીરીના દુઃખે મુક્ત તે, સદા સુખી સરદાર. જે નર—
ખરો દુઃખી તેને સમજવો, કરકશા ભરથાર;
દુઃખના સાગરમાં માંહી ડુબી જુએ ઉજડ સંસાર. જે નર—
ઘરમાં આવે કૈડવા ધાએ, કરકશા કરમઝાન,
નાથના દુઃખને આપને દેખે સદા રહે ઉન્મત. જે નર—

ભુખણ—દુસ્ટ નાર, પુઇ બદકાર, ઘરનો સાપ, ફિતુરી યાર,
એ ચારે છે દુઃખના ઘટ, કહે શાસ્ત્રી ભુખણ ઝટપટ.

સાહેલીઓ—

આજે આનંદ આનંદ છે છવાઇ રહ્યો,
છવાઇ રહ્યો છે પથરાઇ રહ્યો. આજે.

રઘુકુળ નંદન, દુઃખ નિકંદન, સુખન દાતા રામ.
તખતનશીન તે આજે થાએ, પર્તાજે આરામ.
સુખનો ધ્વનિ આજ ગાજી રહયો આજે.

રામ—જે સુખે રાટલો ખાયે છે, દિન રાત સુખી તે થાયે છે.
જે હામા ભામા ભાળે છે, દેહ રાત દિન તે ગાળે છે.
આ જુઠી જગતની પદ્ધી પર ખુશ થાવું કે ઇતરાવું શું !
સ્વપનામાં સંપત આવથી અર્ધ ઘડે છલકાવું શું ?

કૈકેયી— ગાયન.

( બની ગયો ગુલતાન ભાળી નારી બની ગયો ગુલતાન, એ રાહ. )
બની ગઇ ગુલતાન, દાસી મારી ! બની ગઇ ગુલતાન.
તદબીર તારી ન્યારી અતિસે, જ્ઞાનના કુપ સમાન. દાસી.
અખંડ લાભ તેં આજ છે કીધો; માનું શો ઇનશાન. દાસી.

મંથરા— ગાયન

કેવી ફસાવી, બસ કેવી ફસાવી, હાંહાં કેવી ફસાવી આ રાણી,
લીધું મેં વેર, (૨) વાળ્યું પુરૂં મેં ઝેર;
કેવું બતાવ્યું છે પાણી, હાં હાં કેવું બતાવ્યું છે પાણી. કેવી.
કીધી મને કમજાત (૨) તેનો વાળ્યો છે દાટ;
કેવી રસીથી હું તાણી, હાં હાં કેવી રસીથી હું તાણી. કેવી.

દશરથ— ગાયન.

આશું નદી મારા બંગલા, હાય ! વરતાયો કેરજી|—એ રાહ.

આશું વદો દાસી આહારી, આતો કહેવાય કેરજી,
કોપ્યા હશે કેમ રાણીજી, આણી કોણુપે ઝેરજી,
દુઃખી થયાં કેમ રાણીજી ?
એવો અપરાધ તે શો બન્યો, શાને ત્યજી છે ધીરજી;
ક્રોધ ભુવન શાને સંચર્યાં, દમવા આપ શરીરજી.
દુઃખી થયાં કેમ રાણીજી ?

દશરથ ગાયન.

તું દિલગીર દીસે શા કારણુ, બોલ લીલાવતી બાઈ રે;—એ રાહ.

દુખી દિલ દીસે શા કાજે, બોલી દે પ્રાણપ્યારીરે;
જીભ્યા તારી બંધ થઈ કેમ, શાણીશેં અકળાઇરે;
વદન કમળશેં તુજ કરમાયું, જીગર થકી મુજ વ્હાલીરે ! દુઃખી.
કોણુ છે તુજને અપમાની, બોલી દેને માનીરે;
જીહવા તેની નાંખુ તોડી; શાને તું પીડાણીરે. દુઃખી.
બોલ્યા વિના કેમ હું જાણું, વિકળ રીતી તારીરે;
જલદી દે જણાવી મુજને, થઈને પ્યારી શાણીરે. દુઃખી.

કૈકેયી— મમ વચન હું માગું છું, પ્યારા મારા નાથ !
ભરતને રાજ અર્પિને કાઢો રામ વનવાસ.

દશરથ— જરીક તો વિચાર, થાય શું ગમાર,
સુર્યવંશે નાર ન એવું થનાર.
મોટાને રાજ, છે તેનો તાજ;
કુળનો એ ચાલ, કવમ થાએ બેચાલ.

કૈકેયી— આપ્યું છે આપે, મુજને વચન;
વિચારી જુઓ આજ, કેરા હે તન.
કરો જો બોલેલું, આપનુંજ ફોક;
તો કહેલું મારૂં પણુ, થાવાનું ફોક.

દશરથ— બગડયું તારૂ શું છે ઓ નાર !
જે મોકલે છે રામને, વન મોઝાર.
આપું હું ખુશીથી, ભરતને રાજ;

વને મોકલતાં રામ, આવે છે લાજ.
રહેવા દે રામને અયોધ્યે ઓ નાર !
અર્જ મારી એટલી તું દિલમાંહી ધાર.

કૈકેયી— શેષ પૃથ્વીને ત્યજે, માઝા સમુદ્ર જો મૂકે;
(તોજ)મેળવેલું વચન લેતાં રાણી કૈકથી ચૂકે.

રામ— ગાયન

પિતા અને માતાં કેરા, વચન પાળવા માટે;
પ્રાણની જો હાણ થાય, ખુશીથી ગમાઉં હું.
અગ્નિ માંહિ કુદી પડું, જળમાં પ્રવેશ કરૂં;
અમૃતનો તિરસ્કાર, કરી વિષ ખાઉં હું.
કાંટાથી ભરેલી રાહ, ખુશી થઈ ચાલું તેમાં;
ફુલના બગીચાની માંહી, ભૂલથી ન જાઉં હું.
નર્કની સમાન થાઓ, સ્વર્ગ અને દુનિયામાં;
પિતા અને માતા કેરા, કામમાં જો ન આવું હું.

રામ— ગાયન

મરજી શિવશંભુ કેરી, હોય તેવું કરીએજી મરજી.
માથે ચડાવી, શિશ નમાવી, તેની ટેક ચિત્ત ધરીએજી. મરજી.
દુનિયા સારી, હરથી હારી. તેના ચાળા સૌથી ન્યારા;
કોઈ માર્યાં, કોઈ તાર્યાં, વિકળ રીતિ તેનીરે. મરજી.

રામ— ગાયન

( બીમ ભાઈ ! શાને દુઃખ દીલ ધારો, એ રાહ. )

પિતાજી શાને મનમાં વિમાસો ?
જગત છે અજબ તરેહ તમાસો. પિતાજી.
સુખ, દુખ, સૌને શિરે પડયાં છે,
ભલ ભલાએ તેને ખમ્યાં છે;
શાને અફસોસ કરાસો. પિતાજી.

વચન પિતાનું મુજ હું પાળું,
અહોભાગ્ય હું મનથીજ ધારૂં,
તેમાં ધરો છો આ શોક શો ? પિતાજી.

સીતા— ગાયન

કોયલ જીવન આંબલો, પુષ્પ ભ્રમર આરામ;
વનિતા સીતાને ખરૂં, છે રામ સુખનુ ધામ;
કહો કયમ તે છોડાય, તેને કયમરે તજાય;
જીવ સતીનો જાય, કદી તેમ નહિ થાય;
સાસુ સલુણી મમ જાણો.

સીતા— ગાયન

પ્રાણ પ્યારા, નાથ મારા, નયન તારા !
જાએ વનવાસ તો સાથે લો દારા ! પ્રાણ પ્યારા
જળ વિણ મીન જેમ તરફડે, ઘનઘોર વિના જેમ મોર;
સ્થિતિ મારી તેવી થાશે, નાથ કરો કોઇ તોલ. પ્રાણ પ્યારા.
ચંદ્ર વિના નહિ શોભે રાતડી, જીવ વિના નહિ કાયા નાથ !
પાંખવિના નહિ શોભે પંખી નહિ છોડો હે નાથ, મુજને પ્રાણપ્યારા.

રામ— અવાય ન સંગ હે સતી નારી,
સુખકારી, પ્રાણપ્યારી, સુવિચારી, જાઉં વારી--ખરે.
વનવાસે અતિ સંકટ આવે,
કહો કોમળ અંગે કેમ સહવાયે,
તેથી હઠ નહિ ધાર, દિલ વિચાર;
પ્રીયા મ્હારી, હું રટ શશીધારી, વારી હો સુખકારી.

લક્ષ્મણ— જે કરે છે નાહક હટ, તે થઇ જાએ છે ચોપટ;
કરી યાદ શાસ્ત્રને ચટ, વાણી બોલે લક્ષ્મણ ઝટ.

શુર્પણખા—દેવ હણવા કાજ મારો પુત્ર બેઠો વન વિષે,
આરાધતો શિવ, લેવા કાળ શસ્ત્ર એકજ ચિતે;
પ્રસન્ન રાતાં શિવ નાંખ્યું, શસ્ત્રને આકાશથી,
પણ હાય ! તે લીધું યુવાને, પુત્ર માર્યો જાનથી.

શુર્પણખા—કુસ્વપ્નથી હચમચી રહ્યું, ઘું હૃદય મારૂં દુઃખથી,
દોડી ઝપાટે દસ્ય જોવા, હાયે ! શકું હું કેમ કથી ?
દેખ્યુંજ માથું ધડ થકી, જુદુ પડેલું રાનમાં
એન્નત પુત્રને થતાં, ધિઃક જીવન આ સંસારમાં.

શુપણ—

ગાયન.

નારી નરને નાચ નચાવે, એજ મહા પ્રબળા,
વીર્ય હરનારી નારી, ધુતારી ઠગારી નારી,
જાણે અકળ કળા— નારી૦

સાખી.

રૂપ છે વિષથી ભર્યો, મુખમાં અમૃતસાર,
રંદ ફરેબ હૃદય ભર્યા, ધિઃક હો જગમાં નાર.
માની શીખામણ મારી, પરણશો નહિ નારી. એજમહા.

શુપણ—

કાલીંગ.

સૌમાં કર્મ અતિ બળવાન, કરણી કરે ભરેજ તમામ, સૌમાં
સુખ દુઃખ સંકટ વિકટ અતિ જે, હાણ લાણ સન્માન;
અદગગ પૈસો જીવન જોબન કરણીનું ફળ જાણ, સૌમાં.
કર્મ અપાવે સાલ દુસાલા, કર્મ ખવાડે પાન;
કર્મ જરી જો નરમ થયું, તો ટુકડાથી હેરાન, સૌમાં.
એક બજાવે ઢોલ મંજીરા, એક લુટાવે મોતી હીરા;
એક છત્ર પલંગે સુએ, એક ટુકડો રોટલીને રૂએ. સૌમાં.
કોઈ નાના, કોઇ મોટા, કોઇ સાચા, કોઈ ખોટા;
કોઇ હાથે રાખે સોટા, કોઇને હોયે બહુ ટોટા;
એ સૌ કર્મ ગતિ પ્રમાણ. સૌમાં.

લક્ષ્મણ—નારાયણ નરહંકાર ! અતિ ગતિ અવિનાશી અપાર,
નિરંજન જન નિરાધાર, નામ ભજન ધારીએ, નારાયણ.

અગાધે અનંગ અંગ, નહિ કાંઈ રૂપ રંગ;
અાંગી પૂરે પૂરા ભંગ, નામ ભજન ધારીએ. નારાયણ.

ગાયન.

સુર્પંખણા— મન હરિને હરને ભજવો ?
લક્ષ્મણ— તેથી બીજો કોણુ છે સબજો ?
સુર્પણખા— તમે રાજા હું રાજ કુમારી;
જુગતે જોડી બની અતિ સારી.
તમસા પુરૂષ અને મુજસી નારી;
ક્યાં મળશે કહો કુંજ વિહારી ?
લક્ષમણ— તમે અજાણી પરાઈ નારી,
મુજ પર કૃપા આ શું તમારી ?
હું વનવાસી, એક ભીખારી,
પિતૃ સત્ય થકી, બ્રહ્મચારી.
ત્યજી મારી પ્રતિજ્ઞા સારી.
કયમ કરીશ કહો હું સરદારી.
સુર્પણખા— સરદારની સુતા છું હું, સરદારની શરણ છું;
કોઇથી નહિ કમ હું, લંકેશની બ્હેન છું.
લક્ષમણ— એક નાર મન આધાર, પ્રીતપ્યાર એકથી;
એક પ્રેમ, એક નેમ, કામ શું અનેકથી ?

ગાયન.

સુર્પણખા—ઓ પ્રિય ! હું રસીકા સારી, કેવી સુંદર કાંતિ તમારી
વરવા ઇચ્છું હું નારી, પીઓ પ્રેમતણી મમ પ્યાલી,
જરીએ નહિ કંઇ શરમાતા, દીલમાંહિ નહી ડર પાતા;
ધરો વિચાર નહિ કાંઇ ભજતા, બનાવો પ્રીતમ પ્યારી
ઓ પ્રિય—
રૂપ કામ તણું ધર્યું આપે, શોભે કેવું આમાપે;
રતિ દીલ બળે સંતાપે, કરો શાંતિ સુંદર સારી;

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો.

### સ્થળ—રાજમહેલ.

૧—(કૈકેઇને) ગઝલ ઈંદ્રસભાની

અરે ઓ ક્રમઅકલ, કુળ નાશ તેં કીધો;
જન્મનાં તુજ જાત, કયમ નાગ ના ડસ્યો!
રામને વનવાસ, ગાદી મુજને દીધી;
શિશને તેં કાપી, રક્ષા વાળની કીધી!
મંથરાના ફંદમાં, ક્યાં ભુંડી તું ફસી.
સાનમ વિણુ હાય એ, હૃદય રહ્યાં ડસી.

**શત્રુઘ્ન**—ચાલી જા અહિંથી, પિશાચિની ચુડેલ;
તારી બદસલાહથી, બગડયો છે ખેલ.

બેત

**ભરત**— આવો મમ શિર. આખી આલમનું પાપ;
થાઓ મોટું મુજને, બ્રહ્મહત્યાનું પાપ
ખાઉં ગુરૂ આપના, ચરણના કસમ;
લઉં છું હું વ્હાલા, રામભ્રાતાના સમ.
પ્હેરવાનો નહિ, બીન હકનો હું તાજ;
લેવાનો નહિ મુજ, ભ્રાતાનું રાજ.

**સીતા**—જે દેશમાં વાસો કરે છે, પ્રાણથી પ્યારો પતિ;
સ્વર્ગથી પણ અધિક સમજે, મન વિષે સાચી સતિ.
નૈસર્ગની રમણીય ભૂમિ, આ દીસે છે શોભતી;
આનંદ કેમ નવ ઉપજે, જોઇ તેહને પ્યારા પતિ!

**રામ**— કડકડતી જે ટાઢમાં, કાયા હિમાળે ગાળતો,
વળી આર ઉન્હાળે અગ્નિમાં, બેસી મનુષ્ય જે તાપતો.

વર્ષાદ કેરા વેગમાં જે, સ્થીર થઇને થોભનો.
તે મનુષ્ય ગણીઆ ભાગ્યનો, સાધ્વી સતી જગ પામનો.

---

રામ—બંધુ ! ( પાતળીયા પરિશ્રમ લો શાને ? ૨.ગ )

સાંભળ, પુત્ર પિતા કેરી આગ્ના, પાળવી એ નિજ ધર્મ,
એ નિજ ધર્મ છે. ટેક.

ગાયન

પુત્રનું પોષણ કરવું પિતાએ, એ જ્યમ પિતૃધર્મ, પિતૃધર્મ છે
સાંભળ.
સ્વામી સેવા સારી, નિત્યે કરે નારી પ્રીતિ ચિત્તે ધારી
એ........ધર્મ ખરો, ચિત ધરો. સાંભળ.

રામ— ચંદ્ર નીજ શોભા ત્યજે, ત્યજે હીમ સતી આપ;
સમુદ્ર મઝાને ત્યજે, તવ તજું નિશ્ચય આપ.

ગાયન

દાસીઓ—( રાણી રાણી મૃત્યુ માંબરે, ફળ ખાવું શું મારે ? )
કેવો અનુપમ બાગરે, સખી કેવો ખીલ્યો છે (૨) ટેક.
વેલા કુંજ અલબેલડા ચડયા છે, આંબે મોર
ઝુકયા છેરે, સખી.
પુષ્પ તણા ગુચ્છ ગાજે સ્થળે સ્થળ, મદન વિહાર
બન્યો છેરે. સખી.
ઝરમર વર્ષા વર્ષ રહી છે, મેઘાડંબર શું થયો છેરે. સખી.
વિધ વિધ પુષ્પો ખીલી રહ્યાં એની, અંગ ઉમંગ વધ્યો

સુર્પણખા— હરિગીત.

સરિતા તટે બેઠી હતી, તલ્લીન વિચારે બની,
આવી અચાનક ઉંઘ, તંદ્રા રૂપ હું પોતે બની;
દેખ્યો ભયાનક દૈત્ય નજરે, ન કથાએ છબીથી,
ચીરાઇ જાયે હૃદય મારૂં, દુઃખના આવેગથી,

લક્ષ્મણ—ઓ બ્હેન ! તું મનની માંહિ, મિથ્યા આશા ધરે;
આ તલમાંથી તેલ પ્રાપ્તિની, આશા નવ કંઇ ફળે.

રાવણ— ક્ષત્રી કલંક–રાગ

કીધું મારૂં તેણે અપમાન, એનું હવે આવી બન્યું રે.
કાપ્યાં એની કરાં નાક ને કાન. એનું૦
ભરી બળીઆ સાથે બાથ. એનું૦
એના નાકે ઘાલું હું નાથ. એનું૦
વાગે રાવણ કેરી હાક. એનું૦
ચપટી સાથે ઉડાવું ખાક. એનું૦
લઉં એની કેરૂં હું વેર. એનું૦
હવે મારી નાંખું એને ઠેર. એનું૦

રામ— સમો શો સુહાયે, વનના વિહારે:
રૂડેરૂં જોબન, વનમાંહી ગાળે ?

સીતા— પંખીઓના વનમાં; ફુલોના ચમનમાં;
મને તો ચમન છે, તમારા ચરણમાં.

રામ— જંગલનું તુ પુષ્પ છે, હું પ્યારી બુલબુલ;
તુજ પાખે અહિં જીવતાં, જીવન લાગે ધુળ.

સીતા— તમ પાખે હું વનને, વ્યર્થ ગણું હો નાથ !
કૃપા દાસી પર કરી, છોડતા નવ કહિ સાથ.

રામ— પ્યારી હું તું એક છે, કથન શ્રવણમાં એ:
મનથી મનને તોળીએ, મન થાએ ન બે,
વસ્યો છું હું જેવો, દિલ માંહી તારા,
વસી છું તું તેવીજ, ચિત્ત માંહી મારા.

સીતા— જહાં ગાંઠ ત્યાં રસ નહિ, જાણે છે સૌ કોઇ;
દૃઢ બંધનની ગાંઠમાં, અધિક અધિક રસ હોય,
તુચ્છ ગણું હું જીગરથી, દેવ તણાં જે ઢેર;
પુરેપૂરી હોય જો મમ, પ્યારા કેરી મહેર.

**સીતા—** **ગાયન.**

વનિતાની વિનતિ સ્વીકારો, રસિકવર ! વનિતાની વિનતિ સ્વીકારો.
પેલું મૃગ મારી, તેનું ચર્મ લાવો, કાંચળી મારી બનાવો;
કાંચળી પ્હેરી, મનમાં હું મ્હાલું, દિલમાં કાંઇ તે વિચારો. રસિકવર.
કદીએ ન માગ્યું ને આજ માગ્યું, વચન પાછું નવ ઠેલો;
પ્રેમ મારાપર હોય જો સાચો, તોતો વિનતિ દિલ ધારો. રસિકવર.

**સીતા**—ભાઇ ! એહ જગદીશ્વર કેરા કોણ જગતમાં પામ્યું છે ?
જ્યાં ન પહોંચ્યા ધ્યાન કોઇનાં ત્યાં વિલક્ષણ માયા છે.
પાણીપર ધર્તીનાં બીસ્તર, જેણે આપ બીછાવ્યાં છે
તેણે તે ધર્તી પર રંગો, જાત જાત બતલાવ્યા છે.

**સીતા**—એ રાગ—જેને ચિંતા નથી ચિત્તમાં લગાર.
મમ પતિ તણો નાદ સુણાય હાય,
ચિત વ્યાકુળ અતિશય થાય હાય. મમ
જાઓ લક્ષ્મણ સદ્ય તમે ત્યાં,
મદદ કરો બંધુને જઈ ત્યાં.
ભીડ ભાંગો તમે જઇ સાદ્ય ત્યાંય. મમ.

**લક્ષ્મણ**—માતા ! તમને છોડી એકલાં,
જાતાં ઉપડે કયમ મમ પગલાં
નથી રામને ભીડ પડી જરાય. મમ.

**સીતા**—વ્યર્થ તમે શીદ વખત ગુમાવો,
ઝટપટ અહીંથી તમે સીધાવો,

**લક્ષ્મણ**—ચિત્ત એવી શીદ ચિંતા કરાય મ્હાય. મમ.

**દોહરો**

**લક્ષ્મણ**—અંધકાર ગ્રસે જો સુરજને, શીત ગ્રસે જો આગ,
જગત્ ગ્રસે જો કાળને તો, રામ શિર દુઃખ લાગ.

**સીતા**—મરદ જેવા મરદ થઇને, બીઓ પ્રાણ હાણથી;
પ્હેરો મારી કાંચળી છે, કામ શું બાણથી !

( જશુ વો ચીતમકુ—રાગ )

સીતા— પ્રભુ ! આજ શું આ મને સુઝયું,
અમર મૃગના માટે શું મન લોભીયું
નહિ ચિતે કાંઇએ કીધો વિચાર,
અને નાથને મોકલ્યા મેં શિકાર;
મરગલું સોનાનું ન હોયે કદી,
ભુંડી બુદ્ધિ સુજી મને તો નકી,
પરિણામ માઠું દિસે છે ખરે,
શુકન ખોટાં થાયે પ્રભુ કેમરે !

દોહરો

ફરકત હૃદય મમ જોઈને, માગું ઇશ્વર પાસ;
કુશળ કંથને દિયર મમ, આવો મારી પાસ.

રાવણ— સોહિણી

છે સંસાર અસાર, ખરેખર છે સંસાર અસાર: ટેક.
જ્યાં દેખે ત્યાં દુઃખ ભરેલાં, સુખી નહિ કો ઠામ;
જગત બધું છે કામી સ્વાથીં, કોઇ નહિ નિષ્કામ. ખરેખર.
મમત તજો, જગ મોહ તજો સા, તજી જગનું ભાન;
ફુસવશે તે તારશે નહી; ને ગુમાવશે જાન. ખરેખર.
શાંતિ, ધ્યાન અરૂ, ધર્મ ક્રિયામેં, નિશદિન રહો મશગુલ.
એક પ્રભુ અવિનાશી નિરંતર, ભાંગશે દુઃખની શુળ. ખરેખર.

રામ— હાય વિધાતા આજ કેવો વજ્ર ઘા કર્યો !
સીતા વિના જાન મારો કયમ જશે રહ્યો !
હાય હાય કોણે મારૂં ફુલ લઇ લીધું ?
નાંખી ખાર જીવન મારૂં વ્યર્થ કરી દીધું.

રામ— ગીતિ

હાય કઠીન કલેજા, કેમ સેંકડો ટુકડા થાય નહિ !
સીતા અંતરધ્યાને ! કેમ તું વજ્ર સમાન થયું જ રહી!

વિધિ તું વૈરી બનીયો, પ્યારી મારી લુંટી દુઃખી કીધો;
સીતા વીણ દેહ ત્યજી, પકડું સ્વર્ગ તણો હું માર્ગ સીધો.

રામ— ગાયન

(કોઇ મારા પિતાનો પત્તો બતાવો એ રાહ.)

કોઇ મારી પ્યારી સીતાને બતાવો,
પ્યારી સીતાને બતાવો,
કોઇ મારી પ્યારી સીતાને બતાવોરે, કોઇ મારી૦
રાજને ગાડી, ધનને દોલત;
જે કંઇ જોઇએ, તે મંગાવોરે. કોઇ મારી૦
જીવન મારૂં માગો જો જાનથી;
આપુ ન કંઇએ ઉધારોરે, કોઇ મારી૦
જે કોઈ માગો મોઢેથી માગ્યું,
આપું બની કંઇ બાવોરે, કોઈ મારી૦
પ્યારી સીતાને બતાવો કોઇ પ્યારી–
(રાત્રિને દિવસ સમજી રામ બોલે છે.)

રામ— હે તપક્ષી ! હે પશુ ! ક્યાંછે પ્રિયા મારી ?
વિરહ કકારી મારી ક્યાંછે દિલજાન સાથારી?
ઓ સારસ ! તું ટાઢક આજ દે મને;
ક્યાંછે કોમલ વેણુ, શું ખબર છે તને ?
(બીજી બાજુ જોઇ) કોયલ, મોર ચકોર, જઇ શોર મચાવો;
જઇ પ્રિયાની પાસ, મારી વ્યથા બતાવો.
(ભ્રમરને જોઇ)
ભમરા ! કલીએ કલી ફરે તું રસના માટે;
ક્યાં છે મારૂં ફુલ, કેમ નહિ પતો બતાવે !
(આકાશ તરફ જોઇ)
અરે પવન ? એ કયું ભવન છે જ્યાં ન પહોંચ્યો તું ?
વેગ ધરીને અહિં આવીને, પતો બતલાવે તું ?
(ચંદ્ર તરફ જોઇ) અહો ચંદ્ર તું સદા કરેછે પરઘરમાં ફેરા
ચંદ્રમુખીની શોધ લાવીને, આણુ શાન્તિ વેળા.

**રામ—** જાનકી નહિ તો મને, નહિ શુધ જહાનની;
જાનકી નહિ તો ખેર, કંઇ નહિ જાનની.

**ભુખણ—**અલ્પ બુદ્ધિ નારી કેરી, મતિ હોત જો સુખાકારી;
"હા" રી થાતે નામ નારીનું કદિ ન કહેવાતે 'નારી';

**ભુખણ—**વિદ્યાવાન કરે તરકટ, તો ધરતી થઈ જાએ ઉલટ;
પંડિત નથી હોતા અનઘટ, કહે શાસ્ત્રી ભુખણ ઝટપટ.

ગાયન

( પામ્યો પામ્યો પદમણી—રાગ

**રામ—** કહીં દેખી સજન સુકુમારી હો—કહીં દેખી?
સંત સજન સજ સુંદર સોહત,
સદ્‌ગુણી જનક કુમારી હો—કહીં દેખી?
શોધી છતાં પણ શોધ નલાગી
કોઇ હરી ગયું નારી હમારી હો કહીં દેખી?

**સીતા—** ગાયન

આવ્યા નહિ પ્રાણ પ્યારા થયું શું? જીવન હારા!
જીવીશ કેવી રીતે દયાળા! સખી મારી, આવ્યા.
નાકારી જીંદગી નથી કાંઇ કામની
કોને હાલ સુણાવું, ક્યાં પ્રીતમ પામું.
કયમ દુઃખ વિરામું, સખી મારી— આવ્યા.
લખું કાગળ ક્યાં? પતો નથી કાંઇ.
હૃદય ચીરાએ, આ જીવ જાયે;
નકી એમ થાએ, સખી મારી— આવ્યા.
લેખિની લેતાં, ચક્ષુ અશરૂ ભરાતાં;
નીર જાય ચાલી, ન લખાય બ્હાલી
હું દુઃખિયારી સખી મારી— આવ્યા.

સીતા— ( રાગ સોહિની. )

થઇ હશે શું સ્થિતિ નાથની, મારી હરણ આવ્યા કે નહિ !
કે દુષ્ટોના પાપી પ્રપંચો, માંહિ વળી સપડાયા કહીં !
ખબર એ મળે નહિ મુજને, ચેન કયમ તેથી પડે મુજને ?
કે પછી આની મને બેવફા, યાતો મરી ગયલી ધારી.
દેહ ત્યાગ કીધો હશે રામે, ખબર ન મળવાથી મારી !
હશે શું નાથ તણી સ્થિત, હૃદયને ધડકાવે બીતિ.

ત્રિજટા—ગભરાએ પણ ગભરાવાથી, જગતમાહિં શું થાયે છે ?
થાયે છે જે કિસ્મત માંહી લેખ વિધિના થાયે છે.

રાવણ— શિર ન ઉંચ કે, યાદ પટે પણ;

સીતા— યાદ પડે કયમ, કહીશી આગે.

રાવણ— માની જાને માનિનિ, થઇ જાને તયાર;
બનાવું પ્યારી માહરી, લગાડું ન કંઇ વાર.

સીતા— સતીને સતાવું, મુનાસેબ નહિ;
જલ્યાને જલાવું, મુનાસેબ નહિ.

ત્રિજટા— ગાયન.

( છે નોકરી દુઃખનુ મૂળ, શુળ સાંથી મોટી. એ રાહ )
છે દાસીપણુ દુઃખ મૂળ, ધુળ જીવવું આતો,
હાય હાય રે ધુળ જીવવું આતો.
સાચું કે ખોટું કંઇ ન સમજવું, સઘળાને કહેવું સાચુ રે.
સાચારે દિલને દેશવટો દઇ, કાપવું સઘળું કાચુ રે.
ધુળ જીવવું આતો હાય—
ધર્મ પંથે જો હું પણું તો, છે નોકરી જોખમ ચડતી;
અધર્મ પંથે ચાલન કરતાં; દિલમાં અતિશે ડરતી—ધુળજીવવું.

સીતા— ગાયન.

નાથ મારી લાજ તેં આજ બચાવી;
લાજ તેં આજ બચાવી (૨) રે નાથ—

કૃપા કટાક્ષ કરી તેં આજે
કરજે સદા મહેરબાની રે નાથ—
પાપી તણા હું હાથે પડી છું;
મોકલ નાથને સહાયે મારી રે નાથ—

**રાવણ**—બળ માથે છે બ્રહ્મા કેરૂં, શી ચિંતા છે મારે !

**મંદોદરી**—અવર તણા બળેથી ધરજવું, એ નહિ યોગ્ય તમારે.

**રાવણ**—હશે વિશેષ મુજથી શું બલ રામ બાણમાં ?
કોણ જગતમાં છે આજ મારી જોડ તોડ સમાનમાં?
રહે છે સદા તીર મોતનું, મારી કમાનમાં.
ડંકો બજે છે નામનો મારા જહાનમાં,
મમ ધાકથી કંપી ઉઠે છે, વીજ અવસાનમાં.

**મંદોદરી**—સ્વામીનાથ ! આપનો આ ગર્વ અશુભદર્શકજ છે.
નાશ થઇ જાયે છે તેનો જેને આવે છે ગર્વ
માલીક તણી ખફગી ઉતારી, અંધ બનાવે છે ગર્વ
અદના તણા એક હાથથી, નીચો બનાવે છે ગર્વ
અકલ ઉલટી જાણવી જેમાં ભરાયો છે ગરૂર
શિર ઉપાડી મદતણા જે માર્ગમાં પોતે પળ્યો
જાણવું કે દિન ફર્યો શિર કાળ તો તેના ચડ્યો

**મંદોદરી**— ગાયન

( અભિમાન કદી નવ કરીએ—રાગ)
મગરૂરી તજી દો સ્વામી, કહું છું તમને શિરનામી—મગરૂરી

**સાખી**

લઇ સીતાને રામની, સમીપ જાઓ નાથ,
સોંપો તેના સ્વામીને, માનો મારી વાત.
અજીતથી ન વેર કદી કરીએ, કુમતિને કદિ નવ વરીયે—મગરૂરી

**રાવણ**—રામ શરણમાં જાવું મારે, અને શિશ ઝુકાવીને !
જીવનો તુજને ભય હોય તો, પાદ પડી જા જઇને.

રાવણ— **ગાયન.**

શર્મ મને માનની છે, શર્મ ખાનદાનની
શર્મ છે મનેજ મારા, આણ બાણ શાનની
શર્મ પુરેપુરી છે, બ્હેન નાક કાનની
રામ અને લક્ષ્મણની, છે શી વિશાત શી મજાલ
ફોજ અગર આવે સામે, મારા જો જહાનની
જાનમાં છે જાન જ્યાં સુધીજ આ જહાનમાં
પામશે નહિ જાવા મારા હાથથીજ જાનકી.

વિભિષણ—પરત્રિયા પરસંગ કરતાં છે રહેલો કોયો રંગ ?

ઉતરી ગયો છે નાશ પામ્યો ભલભલા તણો,
રાડ છોડી, હાર માની, દુર ફેંકી અહંકાર
કરો વિચાર વાર વાર, આપ લાભ હાણનો
પાપના પ્રતાપથી હરએક, નાશ પામશે
હો અગર વડોજ આપ, આસમાન સમાનનો
જાનકી લઇને ચાલો, રામ કેરા શરણમાં
જહાનમાં ને ખપ કરો, આપ કેરા જાનનો.

રાવણ— **બેત**

તારી દુનિયા જે મહા બલવાનની સેવા કરે
કારણે શા અવરની, પોતે જપ પુજા કરે ?

વિભિષણ—બસ મને પુરી તરેહથી, થઇ ચુકયો વિશ્વાસ હવે,
આ તમારા ગર્વથી, થાશે તમારો નાશજ હવે.

રાવણ—તું મારો ભાઇ થઇને, દુશ્મનનું શુભ બોલે છે !

વિભિષણ—બદી કેરી હિમાયતમાં, આણ શિર ઉપાડે છે.

**ગાયન-**

વારાંગના—ધસા રેગ રેસાધ પ ધ સા રે સા,
સારેગ સારેગ ધપ મગ રેસા,
ગરેસા ગરેસા ગરેસા—
પપ સા ગરેસા પપસા ગરેસા ધસા.

સારે સારેગ ધ પમ ગરેસા,
પપસા ગરેસા, પપસા ગરેસા, પપસા ગરેસા—ખસ..

કુંભકરણ—સારૂ કર્યું નહિ તેં તો જરૂર,
વધારી દીધું બળીયા શું વેર;
જરી નહિ શું થયો વિચાર ?
જરૂર કુળનો આવ્યોજ કાળ.

રાવણ— શાને વદો ભાઇ અનિષ્ટ વેણ ?
શાથી વદો આમ કુડાજ કહેણ !
તમે અને મેઘનાદ સમાન,
સહાય મારે શા ભાર રામ !

કુંભકરણ—નહિજ જેવું તેવુંજ કામ,
અતિ ઘણો છે બળીયોજ રામ:
સંગ્રામ કરવો નહિ કાંઇ સ્હેલ,
કૃતાન્ત કેરો થાશેજ ખેલ,

અંગદ—એક રાવણ એવો હતો જે, કૈલાસ ધરવા ચાલ્યો.
પાર્વતીએ પાદ દાબતાં, મોટેથીજ બરાડયો.
એક રાવણ એવો હતો જેણે, બલી પાસ યુદ્ધ માગ્યું;
વિદ્યા રાણીના પાસા લેતાં, તેનું જોરજ ભાગ્યું.
એક રાવણ એવો હતો જે, મમ પિતા સામે ચાલ્યો;
ઉંધા મસ્તકે તેણે તેને, મમ પારણે લટકાવ્યો.
એ ત્રણમાંથી કયા રાવણ છો, મુજને જલદી કહોને,
નિસ્તેજ મુખ શાને કરો છો ? ગભરાઓ છો શાને ?

રાવણ—હું તે ત્રિલોક પણ જેણે આધીન કીધું,
હું તે બળીઓજ કહાવું હરના વરદાનથી;
હું તે લાચાર જેથી સુર અને અસુર પણ,
કોણ છે જે ડરે નહિ મુજથી બલવાનથી,
કોણ મને રોકી શકે કંપી ઉઠે ત્રણે લોક.
એક વાર ખેંચું જો, સમશેર મ્યાનથી;
ઇંદ્રને છે રામ કીધો, યમને હેરાન કીધો;
હવે શું બીઉં હું, એ બાળક નાતવાનથી ?

અંગદ—માર્યો છે જેણે રઘુવીર શુર પહેલવાન,
કાર્યાં છે જેના પ્રચંડ ધનુષ્ય બાણથી;
ન્યારા છે જેના વિદ્યાના નિદાન ધન,
પ્યારા છે જગતને જે રામ જીગર જાનથી:
પરબ્રહ્મ પુરણ પરમેશ પુરૂષોતમ રૂપ.
જેનો અવતાર કહે આગમ પ્રમાણથી;
એવા રઘુવીરને ન આપ નાતવાન કહો,
રામના પ્રતાપ નવ સુણ્યા શું કાનથી?

અંગદ— હટાવી દે કોઇ જો પાદ આ મારો;
તો તો થઇ જાઉં હું દાસ તમારો.

વિભિષણ— સવૈયો.

જે ફળ પ્રાપ્ત થાય છે જગમા, તીર્થ અને વળી દાન કીધાથી
જે ફળ પ્રાપ્ત થાય છે ભવમાં, હરીતણું વળી નામ લીધાથી
જે ફળ પ્રાપ્તિ થાય જીવનમાં, વિદ્યામૃતનું પાન કીધાથી
તેથી પણુ અદકું ફળ પામે, જન સંતોના સંગ કર્યાથી.

અંગદ— રાવણ પાસે હું જઇ આવ્યો,
પુષ્કળ રીતે મેં સમજાવ્યો
માની નહિ શીખામણ મારી
નથી આપવી તેને નારી.

વિભિષણ—( અરે શું માનવનો અભિમાન. એ રાહ.)

અરે જો વૃતિ તણા વિકાર જગતમાં હોત નારે
બુરાઇ તણું નામ તો દુનિયામાં શ્રવણાત નારે; અરે.
સુખી જીવનને જગતમાં જેણે બનાવ્યું છે દુખી
તે ફક્ત છે માયા બનાવે જે સહુ જનને દુખી
માયા બહુ લલચાવતી જન વૃત્તિનાજ વિકારને
તે દુષ્ટ વિકારો જનમ દે વૃતિના અવિચારને. અરે.

વિભિષણ—

જે સુખમાં રહે છે આ જગમાં, તેને ડર છે દુઃખ આવ્યાનો
જે દુઃખમાં ડુલે દુનિયામાં, તે તાકીય છે મરી જવાનો;

ચાહે સુખ હો ચાહે દુઃખ હો, આશાઓશથી નર દૂર છે,
જગના બંધનથી જીવ છુટે, તવ જીવનો છુટકારો છે,

કુંભ— મંદારે છંદ.

ભાઈ સગો બુરાઈ ચાહે;
ઘરનો ભેદી લંકા દાહે

રામ— ભાઈ જવા મોંઘી બોલો કે આ શું થયું ?
આંખો કેમ અંધ કરી ખોલો કે આ શું થયું ?

છપ્પો.

રામ— સાચો ભાઈ તેહ, કદિ નવ શિર ઉપાડે,
સાચો ભાઈ તેહ, કદિ નવ વેણુ ઉથાપે:
સાચો ભાઈ તેહ, દુઃખમાં ધીરજ આપે,
સાચો ભાઈ તેહ, કષ્ટ મોટેરાં કાપે;
વળી સાચો ભાઈ તેહ છે જે રોશ કદિએ નવ કરે
તેવા બન્ધુના મરણથી, શોક જગતમાં કોણ નવ કરે !

ભજન

સંતો— [ નાથ કૈસે ગજકો બંધ છોડાયો—રાગ]
સંસાર બધો ખારો ને દુઃખનો ભારો,
લાલચને વિકાર હજારો—સંસાર.
જ્યાં જુવો ત્યાં દુઃખનું નામછે, સુખ ન સુણાય કહીંથી
મારૂં તારૂંનો ઝઘડો મચ્યો, પ્રભુ કેરી સ્મૃતિ નહીંશી—સંસાર.
રામાને રમા માંહિ વિલસે, વેત્ર પુત્રી તણા મોહે.
નામ પ્રભુનું લેતાં હૃદયમાં, ચુંક આવે દુઃખ દોહે—સંસાર.

મેઘનાદ—અરે નાદાન માર્ગ માંહ્ય કયમ તું ઉભો ?
કાલ થયો તો મ્હાત, આજ સામો કેમ થયો ?

[illegible]મણ—કાલ થઈતી, ભૂલ આજ બંગ તેનો વાળું.
મારી કાળાગ્નિ બાણુ પ્રાણુ તારો કાઢું,

ઈંદ્રજીત—શિરપર કાળજ ભમે છે, નહિ ડરે શું જાનથી ?
કાલ તો મૂર્ચ્છા પડ્યો તો, મમ શાન્તિ બાણથી

[illegible]—કાલ હું મૂર્ચ્છા પડ્યોતો આજ પાડું હું તેને;
ગર્વ તારો ચૂર કરીને, આજ મારૂં હું તને

**ઇંદ્રજીત**—નહિ જાણુતો કે દેવને પણુ, પરાસ્ત છે મેં તો કર્યા
કોણુ મારી આગળે તું, ભલ ભલે વંજા ભર્યાં.
**લક્ષમણુ**—ઠેઠ સુધી અભિમાન કોનું, અવનીમાં ચાલી રહયું?
નથી હસ્તી તણા અભિમાનનું મરઝર થકી મર્દન થયું?
**ઇંદ્રજીત**—એમ છે તો જોઇ લેજે, બાણુનો પ્રહાર આ;
ધડ થકી જુદુજ કરશે, શિરને પ્રહાર આ,
**લક્ષમણુ**—લે હવે હુંશિયાર થા તું, મમ તેજ હથિયારથી;
છેદી હવે જુદૂંજ કરશે, શિર તારૂં ધડ થકી,

**રાવણુ**— **અબ્યાત.**

સીતા તારી હઠને જમાનો વીતી ગયો:
હજુ ના માન્યું તો વિનાશ તારો થયો,
**સીતા**—શિર જાય, પ્રાણુ જાય, જાત જાય, દુઃખ નહિ.
વાત તારી દીલમાંહી, હું તો ધરનાર નહિ
**રાવણુ**—વફાદાર પર જૂલમ આવો શોભે નહિ,
દિલમાં શું દયાનો છાંટો પણુ છે નહિ ?
**સીતા**—દયા મને હોય શાની, દયા શું છે તને ?
પારકી સ્ત્રીને દુઃખ, દેવુ ન શોભે તને.
**સીતા**—સતીને સતાવી માલ કાઢીશ નહિ,
ભસ્મીભૂત કરતાં વાર લાગે નહિ.

**ગાયન.**

**સીતા**—અરે એ ક્રૂર મારા નાથને વિનાશ કર્યો,
માર હવે મુજને જાણીશ કે ઉપકાર કર્યો.
**રાવણુ**—મારીશ નહિ કદીયે હું કોમળાંગીનાર;
બતાવીશ તુજને હું મુજ ગળાનો હાર.
**સીતા**—સતીને સતાવી માલ કાઢીશ નહિ,
ભસ્મીભૂત કરતાં વાર લાગે નહિ.

**સીતા**— **લલિત**

**અરર દેવ તેં, ક્રોધ શો કર્યો**
**સરળ નાથને, નાશ તો કર્યો;**
**અસિમ કષ્ટ તો, એમણે કહ્યું,**

સપનું સુખનું, ના કદી થયું,
વચન પિતૃનું, આપ પાળિયું,
અતિવ સુખમાં, દુઃખ વ્હોરિયું;
ધિર બના અતિ કાનને પર્યા,
અસુરના ગણો ઇશુથી હણ્યા.
મુરખતા અતી માથ્રરી થઇ
ચમર મૃગમાં મોહિ હું ગઇ;
કમનસીબનો દાવ ફાવિયો
વિજોગ માથ્રરો નાથનો થયો.
મમ વિયોગમાં પ્રાણુ આવીયો,
તદપિ પ્રાણુ ન જાય પાપીયો.

સીતા— **સ્તુતિ.**

નિરાળી પ્રભુ તારો અતિ ગતિ છે
પાર પામવા ના મનુષ્ય મતિ છે.
પલકમાં હસાવે તું પલકમાં રૂવાડે.
ઘડિ ઘડી ખેલો તું ન્યારા દેખાડે—નિરાળી.
કૃપા કરી પ્રભુ ! નાથ મીલાવો;
દુઃખની અગ્નિ મમ શાન્ત પડાવા—નિરાળી.

સુલોચના—સુખનો સુરજ ઉગે મારે સુખના સુરજ ઉગજો
રામ સાથે યુદ્ધ કરતાં, નાથ વિજય પામજો
હર તણી જો કૃપા હોય તો, મનોરસીદ્ધિ પામુંજો
નાથ તણી તો વિજય પ્રાપ્તિમાં હું અતિ ઉલ્લાસું જો.

સુલોચના—આજ છે તે હાથ જેણે જબરાને જીત્યા,
આજ છે તે હાથ જેણે પહાને પીલ્યા;
આજ છે તે હાથ પરાસ્ત ઇંદ્રને કીધો,
આજ છે તે હાથ ત્રાશ દેવોમાં કીધો;

સુલોચના—જૂઠી જગની માયા પ્યારી મારી ! જૂઠી જગની માયા,
શા માટે તું શોચ કરે છે, જૂઠી જગની—
જે જાયું તે નકી જાવાનું, ક્ષણુ ભંગુર છે કાયા
પ્યારી મારી—
લક્ષ્મણુ સાથે યુદ્ધ કરતાં. પતન થઇ મુજ કાયા
પ્યારી મારી—

તુજ સત્ય પ્રતાપે લખું છું ઇંદ્રજીતની ગાથા
પ્યારી મારી—

મંદોદરી—શું સુખનો લ્હાવો મારો આજથી પૂરો થયો !
શું હૈયાનો હાર મારો દીકરો ચાલ્યો ગયો !

ગાયન.

સુલોચના—લાવી આપો સ્વામી શિશને, થાઉં સતી હું આજજી;
વખત વીતે મારા નાથથી, છેટી પડ્યું તાતજી—લાવી.

રાવણ— રૂડેરાં વહુવારૂ ! શું ઓચરો, આવે શિશ શી રીતજી;
શત્રુ સૈન્યમાં તે છે પડ્યું, લાવું કેવી હું રીતજી—રૂડેરાં.

સુલોચના—ધર્મના પાળ શ્રી રામછે. કરશે ધર્મમાં સહાયજી;
શિશ આપશે સ્વહસ્તથી, કરશે કાંઈ ન વારજી—લાવી.

રાવણ— શત્રુ પાસે શિશ માગતા, લાગે મુજને લાજજી;
કૂતરે ભિક્ષા કેરૂ નહિ કરૂં, હું તો લંકાનો રાજજી—રૂડેરૂ.

સુલોચના—ધર્મ તણું કામ સાધતાં, ધરીએ કદી ન લાજજી;
હેતે લઇએ તેને હાથમાં, એ છે શાસ્ત્રની રીતજી—લાવી.

રાવણ—ધર્મને શાસ્ત્ર માનું નહિ, મારા મનથી હું આપજી;
મોટી માનું કુળ રીતને, એમાં સમાયુ માનજી—રૂડેરાં

સુલોચના—લાજ જો આવે આપને, થાય માનનો ભંગજી;
તો તો યાચીશ મારા હાથથી, સ્વામી કેરૂં હું શિશજી—લાવી.

રાવણ— આ તે રીત કોના ઘર તણી. વહુજી ધારો મનજી;
શત્રુ સૈન્યમા આગળા થઇ, જાશો કેવીરે રીતજી—રૂડેરાં.

સુલોચના—એક પત્નીવ્રત શ્રીરામ છે, લક્ષ્મણ સાધુ સમાનજી;
સદ્‌ગુણી અન્ય વીરો ઘણા, જાતાં મુજનેશી લાજજી—લાવી.

રાવણ—ઉતાવળો ઇંદ્રજીત થયો, છેદી નંખાવ્યું શિશજી;
કુળની રીતથી ઉલટી પણા, આણ્યું કુળમાં કલંકજી—રૂડેરાં.

સુલોચના—સાચુ રે વચન, સાચી રીતને, સાચો ધરનો ટેકજી;
તેનારે કારણ હું તો જાઉં છું, લેવા સ્વામીનું શિશજી—લાવી.

સુલોચના— ધનાશ્રી.

દયા કરો રઘુનાથ ! મમ પર દયા કરો રઘુનાથ;
સ્વામી કેરૂં શિશ આપો કરવા ઇચ્છું સાથ. મમ પર.
આ નશ્વર સંસારને ત્યજવા, મારોછેજ વિચાર. મમ પર.
માટે સ્વામી શિશને આપી, કરો સતીનું કાર. મમપર.

વિભિષણ—નાથ ! સલોચનાની, આ દેવતાઇ ચાલ છે;
રાવણની બદચાલથી, બુરા તેનાજ હાલ છે.

સુલોચના—હુંકાર જે શુરા તણો દુનિયા બધી ગભરાવતી,
તે વીરની કાયા અત્યારે, શુન્ય સમ છે ભાસતી;
જે શિશ આસમાનમાં. અભિમાનમાં અતિ મ્હાલતું;
અધુના પડી તે ભુ વિષે, ધુલિ તણા ભેગું થતું.
અફસોસ આ દુનિયા તણી, મોટાઇનો વિશ્વાસ શો ?
સ્વપ્ન વત જીવનઘડેલું, તે તણો છે ગર્વ શો ?

રામ— દુઃખ વિષે ધીર ધરીએ, દેવી ! દુઃખ વિષે ધીર ધરીએ.
જરીએ ન ગભરાઇએ, દેવી ! દુઃખ વિષે—
નશ્વાવત જીવન આ જૂઠું, દિલ વિષે ખુબ ધરીએ
તેની માંહી સુખદુઃખ જે, આવી પડે તે સહીએ
દેવી ! દુઃખ વિષે.

સુલોચના—જન્મે નકી જે જનનમાં, તે મરણ કેરાં કારણે.
તેને જીવાડું કારણે શા. મરણ કેરાં કારણે;
દુનિયા તણા દુઃખો નકી, ના સોસવા તેને પડે;
માગું મને અર્પોજ ખાંતિ, આશિશ તે તો એવડે;

રામ— નક્કી સતીના કારણે, સ્વર્ગ પતિ તે પામશે;
કર્મ રૂડાં તાહરાં, ફીરીસ્તો બનાવશે.

સુલોચના—મારી રાખવી હોય જો લાજ, તો નાથ ! હસશો;
આવી લખ્યો હોય પત્ર હાથ તો નાથ ! હસશો
( શિશ નહિ હસવાથી આશ્ચર્ય પામે છે. )
શું નાથ મને જગતમાં, જુઠી બનાવશો !

રામ— સત્યવતી સતીને, સહાય તો ઇશ્વર કરે;
રંગાયેલા શોણથી તે હસવાનું કેમ બને

## સ્તુતિ.

રાવણ— કૃપા કરો કાળી માત મુજપર કૃપા કરો કાળીમાત
પ્રગટ સ્વરૂપ થઇ દરશન આપી,
પૂજા અહો હાથો હાથ, મુજપર.
અગાધ બળિયા, જાઓ ન કળિયા
કરો સેવકને સહાય, મુજપર

### ગાયન

ભુતડીઓ—થઇ છે અમ પર માયાવાલી માતા કાલી
નાચો કુદોજી નાચો કુદો—થઇ છે
નહિ આવી છાયા કોઇ દેખી રસાલી
નાચો કુદો નાચો કુદો—થઇ છે
ભરો રણે રક્ત પ્યાલી, લોહી પીને આણો લાલી
કરી નાંખો આંખો હરિયાલી મતવાલી
નાચો કુદો નાચો કુદો—થઇ છે

મહાકાલી—દુનિયા કેરી છાંયડી, પલક પલક બદલાય;
તેની માંહે રંગ તો, ચિત્ર વિચિત્ર જણાય.
પલકમાં શિખરે ચડે, પલક ભૂ પટકાય;
નિયમ હૃદયે જો ધરે, રાવણ શોચ ન થાય.

### ગાયન

રાક્ષસો— પ્યારો બહાદુરી બતાવી, કરી દો દુસ્મનને ગુલામ
પામી મરતબો સારો, મુનસબદારી ધન ધામ
ઇચ્છો જો આપ દમામ. કરો દુસ્મનને તમામ
વરો યશને આઠે જામ—પ્યારો.

વાંદર સેના—પ્યારો મચાવો હુકા હુક
દુસ્મન માંહી કુટા કુટ
દુશ્મન ઉડાવી દો જલદીથી
મારી મારી પુરણ રીતથી
ચાલો મચાવો જંગજ સારો
આવો વિરલ નહિ સમય મળનારો.
દુશ્મન નાશની વાત ધરોને
મારી મારી ચુર કરો ને—પ્યારો.

રાવણ—અરે બેશરમ તેં, દુશ્મન શરણમાં,
આવી લગાડયું કલંક કુળમાં;
હવે ન છોડું જીવતોજ તુજને,
સ્વધામ વાસીજ કરૂં તુજને.
રામને પહેલાં કરવોજ રામ.
પછીથી તુજને કરવો તમામ;
ધારીને એવું આવ્યો છું આજ.
જીવતોજ તુજને છોડું ન આજ.

વિભિષણ—મગરૂર ! આ અભિમાન બેકાર સમજવો,
આપને આ અંદાજથી, છે ખવાર સમજવો.

રાવણ—અરે નાદાન મનમાં જેમ આવ્યું તેમ બોલે છે,
જરીએ ના વિચારો મન માંહી તુજ તોલે છે,
ચખાડું છું રદ્દ ફળ હું, હવે તુજનેજ દુનિયામાં
પહોંચાડું છુંજ હવે તુજને, ઘડીના માંહ્ય જહન્નમમાં.

રાવણ—પામ્યો છું સરસાઇ હું સરદારો પર તમામ,
પામ્યો છું તપથી હું જગમાં દોરોદમામ
ધડકે છે ધાકથી મારી, દેવો તમામ;
લડવાને આવ્યો શું મારી સામે તું રામ.

રામ—આ જગમાં અભિમાન થઇ, જે ગર્વ અતિયે ધારે છે;
તેજ કાળના મુખનીમાંહિ, શરમિંદો થઇ ચાલે છે.
હાથી જેવું મદનું પ્રાણી મચ્છર હાથ મરાએ છે;
રીત એજ નવ જાણે જગમાં, ગર્વ તેથી આ ધારે છે,

રામ— ઇચ્છે અવિચ્છિન્ન દોરો દમામ,
અને જ વ્હાલો કર જો જાન;
આપી સીતાને કરી દે સલામ,
ક્ષમા અર્પશે તુજનેજ રામ.

રાવણ—અરે ઉદાસી મનમાં આવ્યું તેમ શું તું બોલે છે
જોઇ લેજે રાવણ ખડગ આ, શિર તારૂં તોડે છે
અભિમાનથી છકી ગએલા મારા સામો આવી જા;
બ્હાદુરીમાં પુર હોય તો જીતી અહિંથી ચાલ્યો જા.

રાવણ—તરવારની લડાઇ તો, બચ્ચાંનો ખેલ છે,
લડ ધનુષ્ય બાણથી, જો મર્દનો મેલ છે.

રામ— શું હારડીને સંગ્રામમાં આવ્યા આ બળ પર ?

શું સીતાને કુટીરથી લાવ્યા બની આતુર ?
શું રાજાનાં રાજ તમે, કહાવો આ બળ પર ?
જીવન જો ઇચ્છો તો, આવીને પાય પડો
સીતાને લાવીને, મુજને સલામ કરો.

રાવણ— **ધનાશ્રી.**

તજો તમે અભિમાન, જગત જન ! તજો તમે અભિમાન;
દુઃખના દરિયામાંહી ડુબી, થાશો અતિ હયરાન જગત જન
માન વૈભવને બળ પામી, ભૂલશો નવ કદિ ભાન. જગત જન.
રાવણસરખો સળિયો હું રાજા, થાઉં આતી પરેશાન. જગતજન

રામ— રાવણ રાજા મરવું તે તો ભવસાગરને તરવું છે
માટે મરતા શોચ નવ કરવો, સત્ય કથન કહેવાયું છે
સાહસ કેરાં કામ કરીને, અચલ નામ જમાવ્યું છે
માટે આનંદ મનમાં ધારી, ભવસાગરથી જાવું છે

વિભિષણ—અફસોસ.

જે શખસના અવાજથી દુનિયા બધી ધડકતી જતી
તે શખસની જીવ્હા અત્યારે મુક સમ છે ભાસતી;
જે શખસની કાયા સુંવાળી પુષ્પ ઢગમાં સુઇ જતી
તે શખસની કાયા કઠણ થઇ. રણભુમિ વીશે પડી

વિભિષણ—રાજપાટની ગરજ નહિ કંઇ, અસક મનેનો વ્હાલો છે.
કુળનો મૂળથી નાશ થવાથી, સંસાર બાવળ સુનો છે.
આજ રાજને ગાદી માટે પિતા પુત્રને મારે છે
પુત્ર પિતાનો જાન લેનાં જરી નહિ વીચારે છે;
ને ગાદીની આખર થાતાં કેવી સ્થિતિ થાએ છે,
તે નજરે નીહાળી મારૂં મન અતિ વીમાસે છે.

રામ—મિત્ર !

જવ બંધનો બંદીના બંધનથી છુટે
જવ આત્મા સુવર્ણના પીંજરથી છુટે
તવ શોક કરવો છે નહિ યોગ્ય ભાઇ !
લાઝીમ છે મરવાપર આનંદ વધાઇ.
તમે જ્ઞાની છો નવ મોહ વશમાં જાઓ.
જીવો જ્યાં સુધી કુળનું નામ જગાવો.

**સંપુર્ણ.**